# કિસાન એટલે ખેડૂત

## અખિલ હિંદ

# કિસાન જાહેરનામું

(અખિલ હિંદ કિસાન સમિતિએ ૧૯૩૬ ના ઓગસ્ટની એકવીસમી તારીખે મંજૂર કર્યાં પ્રમાણે)

## કિસાનોનું હકકપત્રક

૧૯૩૬ ના એપ્રિલની અગીયારમી તારીખે લખનૌ મુકામે મળેલી અખિલ હિંદ કિસાન મહાસભાએ જે નીચેનો ઠરાવ મંજુર કર્યો હતો એમાં કિસાન ચળવળના ઉદ્દેશો અને મુખ્ય જવાબદારીઓનું નિરૂપણ થયું છે:—

કિસાનો, કામદારો અને બીજા શોષિત વર્ગો માટે આર્થિક શોષણમાંથી સંપૂર્ણ મુક્તિ મેળવવાનો અને સંપૂર્ણ આર્થિક અને રાજકીય સત્તા પ્રાપ્ત કરવાનો કિસાન ચળવળનો ઉદ્દેશ છે.

સર્વ પ્રકારના શોષણમાંથી મુક્તિ મેળવવા માટે કિસાનોને તાલીમ આપવાના આશયથી કિસાનોની તાત્કાલિક આર્થિક અને રાજકીય માંગણીઓના ધોરણે એમનું સંગઠન સાધવાનું કિસાન ચળવળનું મુખ્ય કાર્ય છે.

સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટેની રાષ્ટ્રીય લડતમાં સાથ આપીને, ઉત્પાદક વર્ગોના હાથમાં આર્થિક અને રાજકીય સત્તા મેળવવાનો કિસાન ચળવળનો આશય છે.

હિંદી પ્રજાના એંશી ટકા જેટલા મોટા કિસાન સમુદાયની ભયંકર કંગાલિયત અને દુર્દશા એ હિંદી આર્થિક જીવનની એક સ્પષ્ટ હકીકત છે. એમની જરૂરિયાતો અને એમની માંગો ઉપર લક્ષ આપ્યા સિવાય રચાયેલા એવા કોઈપણ આર્થિક કે રાજકીય કાર્યક્રમની રાષ્ટ્રીય કાર્યક્રમ તરીકે ગણના ન થઈ શકે. શોષિત રૈયત, ઉભડીયા અને કૃષિ–કામદારનાં હિતોને પોતાના કાર્યક્રમમાં મહત્ત્વનું સ્થાન આપનાર સંસ્થા જ હિંદી આમ જનતાના પ્રતિનિધિત્વનો દાવો કરી શકે.

હિંદની રાષ્ટ્રવ્યાપી રાજકીય સંસ્થા એક માત્ર હિંદી રાષ્ટ્રીય મહાસભા છે, અને આમ જનતાના હિતોની બર-દાસ્ત કરવાનો એનો દાવો છે; એટલે કિસાન જનતાના આર્થિક અને રાજકીય પ્રશ્નોને એ સંસ્થાએ પોતાના કાર્યક્રમમાં અગ્રસ્થાન આપવું રહે છે.

હિંદી કિસાનોની ત્રાસજનક હાલત વિષે આજે દલિલોની જરૂર નથી. તાલુકદાર, જમીનદાર, ઇનામદાર અને એવા બીજા પરજીવી વર્ગોના દમન નીચે કિસાન આજે ચગદાયેલો છે. પોતાની જમીન ખેડતો કિસાન, મહેસુલધારાની જૂલ્મી પદ્ધતિનો ભોગ બને છે. કૃષિ–કામદારને આજે ભૂખમરાની રોજી જ મળે છે; અને ગુલામી જેવી એ દશા ભોગવે છે.

પણ આવી, આ ભયંકર પરિસ્થિતિમાં પણ રાષ્ટ્રના આર્થિક અને રાજકીય જીવનમાં કિસાન રાજકીય અને આર્થિક સુષુપ્તિ ભોગવે છે. આથી બેવડી હાની થઈ છે.

છેલ્લા સોળ વર્ષમાં આપણા ધારાસભ્યો ઉપર જો ફરજ આવી હોત તો કિસાનોની સ્થિતિ–સુધારણા માટે જે કાનૂનો ઘડાયા હોત તે ઘડાયા નથી; અને હિંદની રાષ્ટ્રીય રાજકીય ચળવળે પણ આને પરિણામે કિસાનોના તાત્કાલિક અને મૂળભૂત પ્રશ્નો તરફ દુર્લક્ષ કર્યું છે.

જૂની અને જૂલ્મી એવી જમીન ભોગવટાની અને મહેસૂલની પદ્ધતિ એ કિસાનોના આજના દારિદ્રનું મુખ્ય કારણ છે, એમ લખનૌના અધિવેશનમાં મહાસભાએ જાહેર કર્યું છે.

કિસાનોને જીવતા રાખીને, એમની પાસેથી વધારે મેળવનારું શાહીવાદે રચેલું યંત્ર એ આજની જમીન ભોગવટાની, મહેસૂલની અને [illegible]ાવની પદ્ધતિ છે. કિસાનોની સ્થિતિ–સુધારણાની કાંઈ પણ યોજના જ્યાં સુધી હાથ ન ધરાય ત્યાં સુધી આ પદ્ધતિનો વિજય ન થાય.

આજના રાજકીય તંત્ર હેઠળ આપણા ઉદ્દેશો પાર પડી શકે એમ નથી. જો સંપૂર્ણ વિનાશમાંથી કિસાનોને ઉગરવું હોય તો તેમણે સુધારા મેળવવા લડવું જ રહે છે. રાજકીય તંત્ર જો આવા સુધારામાં નડતરરૂપ હોય, અને નડતરરૂપ છે જ, તો એ તંત્ર જવું જ ઘટે આમ કિસાન પ્રવૃત્તિ એ સ્વાતંત્ર્ય સંગ્રામનો એક ભાગ બની રહે છે.

આ કારણે જ કિસાન પરિષદે સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે જાહેરાત કરી હતી. કિસાન આંદોલન અને રાજકીય સંગ્રામ આ રીતે પરસ્પરાવલંબી બને છે, અને એકની તાકાત સાથે બીજાની પણ તાકાત વધે છે.

કિસાનોના પ્રશ્નોમાંથી પ્રેરણા મેળવતી અને એમાંથી પોતાની તાકાત મેળવતી એવી રાજકીય ચળવળ આ સંજોગોમાં આપણા દેશને માટે અનિવાર્ય અને જરૂરી છે. કિસાન સમૂહની સંપૂર્ણ આબાદી થાય એવી યોજનામાં નડતરરૂપ થનાર બધી જ મુશ્કેલીઓનો એટલા માટે અંત આણવો જરૂરી છે. જમીન અને રોટી માટેની લડત એ રાષ્ટ્રની રાજકીય સ્વાતંત્ર્ય માટેની લડત જોડે જોડાએલી છે.

કિસાન સભા કિસાનોનું ઐક્ય માગે છે. દુઃખ અને દારિદ્રમાં ધકેલનારાં બધાં બળોનો સામનો કરવા કિસાનોએ એકત્ર થવાનું

કહે છે કિસાનોને સંગઠીત કરીને, પોતાના પગ ઉપર એમને ઉભા કરીને કિસાન ચળવળ આજે બેવડું કાર્ય સાધે છે. એક તો એ એમને અસંખ્ય પ્રકારના શોષણુમાંથી ઉગારે છે, અને બીજું એ એમને રાજકીય સ્વાતંત્ર્યના ધ્યેય સમીપ લઈ જાય છે, અને એ રીતે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડતને બીજી કોઇ પ્રવૃત્તિ ન આપી શકે એવું બળ આપે છે.

એક શુભ ચિન્હ છે કે દેશભરના કિસાનોમાં રાજકીય અને આર્થિક જાગૃતિ આવતી જાય છે અને એ પોતાના પ્રશ્નો વિષે વિચારતા થયા છે.

કિસાનોની જાગૃતિનું પ્રતિક એ અખિલ હિંદ કિસાન સમિતિ છે. ધ્યેયને પહોંચવા માટે પોતાના લડાયક વર્ગીય સંગઠનની આવશ્યકતા હવે એમને સમજાઈ છે. એકલા ઉભડ, ખેડુ કે કૃષિ–કા' દારનું જ પ્રતિનિધિત્વ કિસાન સભા નથી ધરાવતી; કેટલેક ર એ નાના જમીનદારોને પણ સાથ આપે છે. જમીન ખેડીને પેટગુજ કરનાર હિંદી માત્રની એ પ્રતિનિધિ સંસ્થા છે બ્રિટિશ શાહી અને તેના સાથીઓએ રચેલી લોખંડી બેડી જો એમને તોડવી હ , તો કિસાનોના થરોએ સંગઠિત થવું રહે છે. એ ક્ષેત્રમાં કહીએ તો, એમણે હિંદના સંપૂર્ણ સામાજીક અને આર્થિક સ્વાતંત્ર્ય માટે લડવાનું રહે છે.

બ્રિટનની એડી નીચે ચગદાતા હિંદને એમણે સ્વતંત્ર, પ્રગતિવાદી, પ્રજાસત્તાક એવું આમ વર્ગનું હિંદ બનાવવાનું રહે છે. કિસાનોની હાડમારીઓ અને એમની માગણીઓના પાયા ઉપર જ આવા હિંદ માટેની લડત રચાઈ શકે.

આ મૂળભૂત સુધારાઓ માટેની લડતની સાથેસાથે કિસાનોએ આજના આર્થિક ચોકઠામાં શક્ય એવા સુધારા કરાવવા પ્રયત્ન કરવો જ જોઇએ. આ માર્ગે જ મોટી લડત માટેની તાલીમ મળી

શકે, અને તેથી એ આદર્શ કિસાનોની દૃષ્ટિ સમીપ સદાએ રાખવો જોઈએ.

આ હેતુથી અમે કિસાનોની મુખ્ય અને ઓછામાં ઓછી યાદીઓનું નીચેનું હક્ક–પત્રક તૈયાર કર્યું છે. પ્રાન્તિક કિસાન સભાઓ એમાં સ્થાનિક જરૂરતોને અનુલક્ષીને સુધારા કરી શકે.

## મુખ્ય માગણીઓ.

૧. યુકત પ્રાંત, બંગાળ, બિહાર, મદ્રાસ અને આસામમાં પ્રવર્તતી જમીનદારી પ્રથા, મધ્યપ્રાંતમાં પ્રવર્તતી માલગુઝારી પ્રથા, અજમેરમાં પ્રવર્તતી ઇસ્તીમારદારી પ્રથા, દક્ષિણની ખોતીની પ્રથા, મલબારની જડનમી પ્રથા, અને ઇનામદારી પ્રથામાં જમીનના મોટા વિસ્તારોની માલિકી અને મહેસુલ ઉઘરાવીને વિશાળ આવક મેળવાની પ્રથા છે. એ અન્યાયી દમનકારી અને શોષક પ્રથા છે. ડો કિસાન પાસેથી અમાપ મહેસુલ ઉઘરાવનાર જમીનદારો નહેર ગેરેની વ્યવસ્થા જાળવતા નથી. એટલા માટે જમીનદારોની આ બધી પ્રથાઓનો નાશ કરવામાં આવે, અને બધી જમીન ખેડનાર કિસાનોને સોંપવામાં આવે અને રૈયતવારી પ્રથાની જેમ ત્યાં પણ આવક–વેરાની પ્રથા દાખલ કરવામાં આવે.

૨. રૈયતવારી પ્રદેશોમાં પ્રવર્તતી મહેસુલ પદ્ધતિ ખૂબ મુશ્કેલીઓ ઉભી કરનારી અને કિસાનોમાં દારિદ્રને વધારનારી નીવડી છે. એટલે આવી બધી પદ્ધતિઓનો નાશ કરવામાં આવે અને એને સ્થાને ક્રમશઃ વધતો જતો એવો આવકવેરો જ્યાં પાંચસો રૂપીયાથી વધારે આવક હોય અને વધારેમાં વધારે પાંચ સભ્યોનું કુટુંબ હોય ત્યાં નાખવો. ( કરવેરાની તપાસ માટે નિમાયેલી તપાસ સમિતિએ પણ આવી જ ભલામણ કરી હતી. )

૩. દેવાનાં અસહ્ય બોજા નીચે. અને વ્યાજના શોષક દરોને લીધે કિસાનો ખૂબ દબાઇ ગયા છે. કિસાનોની જમીન ગેરકા

જમીનદાર, શાહુકાર કે શહેરીજનોના કબજામાં ચાલી ગઈ છે અને હજી ચાલી જાય છે. આ કારણોને લીધે કિસાનોનું બધું જ-જૂનું દેવું અને એનું વ્યાજ રદ કરવામાં આવે અને એમને જરૂરી આર્થિક સહાય આપવાની યોજના કરવામાં આવે.

૪. જમીન વિનાના અને પાંચ એકરથી ઓછી જમીન ધરાવનારા કિસાનોને સહકારી ધોરણે ખેતી કરવા માટે જમીન પૂરી પાડવામાં આવે. ( એ ઘર કે એ જમીનનું વેચાણ થઈ શકે નહિ ) અને ખેતી થઈ શકે એવી જમીનનો જે ત્રીજો ભાગ આજે સરકાર અને જમીનદારોના કબજામાં અણખેડયો પડતર રહે છે તે જમીન વિનાના કિસાનોને આપવામાં આવે.

## ઓછામાં ઓછી માંગણીઓ

નીચેની ઓછામાં ઓછી માંગણી મેળવવા માટે કિસાનો શક્ય એવા બધા પ્રયત્નો કરવા:—

૧. બાકી મહેસૂલ અને ભાડું રદ થાય.

૨. અનાર્થિક ( એટલે કે જેમાંથી આવક ન થાય એવી ) જમીન ઉપરથી જમીન મહેસૂલ રદ થાય.

૩. મહેસૂલ, ભાડું અને પાણીના દરોમાં પચાસ ટકાનો ઘટાડો; પાસેના રૈયતવારી પ્રદેશમાં જે મહેસૂલ કિસાનોને ભરવું પડતું હોય એનાથી જરા પણ વધારે મહેસૂલ જમીનદારી કિસાનને ભરવાનું ન હોય. જમીનના માલિક એવા કિસાનોની જમીન ખેડનારા ઉભડના રક્ષણ માટે યોગ્ય કાયદા થાય.

૪. જમીનદાર અને તાલુકાદાર વગેરેની જમીન ખેડનાર કિસાનોને એમની જમીન ઉપર એવી જાતનો કાયમી હક્ક મળે કે એ જમીનને એ વેચી ન શકે.

૫. જ્યારે પાક નિષ્ફળ જાય ત્યારે જમીનદારોની જમીન ખેડતા કિસાનનું મહેસૂલ માફ થાય; જમીન મહેસૂલ વધારવાની

આવી પ્રથા બંધ થાય અને જમીનદારોની જમીનમાં ફરીથી માપણી કરી મહેસૂલના દર મુકરર થાય.

૬. જમીનદારો અને વેપારીઓ ઉપર તાત્કાલિક પૂરતો અને ક્રમશઃ વધતો જતો આવક વેરો, મૃત્યુવેરો અને વારસાવેરો નાખવામાં આવે.

૭. રજવાડી અને એવાં બીજાં ઉઘરાણાં બંધ થાય અને વેઠની અને એવી બીજી પ્રથાઓનો અંત આવે.

૮. કિસાનોના દેવામાં પાંચ વર્ષની મોકુફી જાહેર થાય.

૯. વ્યાજે લીધેલી મૂળ રકમ, એના ઉપરનું વ્યાજ અને કિસાનોની મિલ્કત અને જવાબદારીની તાત્કાલિક તપાસ થાય.

૧૦. મહેસૂલ, ભાડું અને દેવું આપવાની અશક્તિ માટે તેની ધરપકડ થતી અટકે.

૧૧. દિવાની હુકમનામાં અને મહેસૂલ કે ભાડાની રકમ પેટે મુકરર કરેલી ઓછામાં ઓછી જમીન, તબેલા, રહેવાનાં મકાન, ઘરવખરી, ડેરી અને બીજા ઉપયોગ માટેના ઢોરની જપ્તીમાંથી મુક્તિ.

૧૨. શાહુકારો માટે વ્યાજનો વધારેમાં વધારે દર ૬ ટકાનો મુકરર થાય અને ચક્રવૃદ્ધિ વ્યાજની પ્રથા સજાને પાત્ર ઠરે.

૧૩. શાહુકારો માટે લાયસન્સ લેવાની પ્રથા દાખલ થાય.

૧૪. રાજ્ય તરફથી અને સહકારી સંસ્થાઓ તરફથી જમીન ઉપર નાણાં આપવાની પ્રથા દાખલ થાય. એનો વ્યાજનો વધારેમાં વધારે દર સાદા વ્યાજની રીતે પાંચ ટકા રહે. ચાલીસ વર્ષ માટે આ રીતે આર્થિક સહાય અપાય. બધે જ જમીન ઉપર પૈસા આપનારી બેંકો ખોલવામાં આવે.

૧૫. ખેતીની ઉત્પન્ન ઉપરનું, અને ત્રીજા વર્ગનું રેલ્વે નૂર ઘટાડવામાં આવે.

૧૬. બધાજ આડકતરા વેરા રદ થાય. ખાસ કરીને ખાંડ, કેરોસીન, મીઠું, તમાકુ અને દિવાસળી ઉપરની જકાત રદ થાય.

૧૭. એક પૈસાનું પોસ્ટ કાર્ડ દાખલ થાય.

૧૮. ખોરાકની વસ્તુઓમાં હરિફાઈ બંધ થાય.

૧૯. વિનિમયનાં ધોરણો અને નાણાં રાષ્ટ્રીય પ્રતિબંધો મારફતે ખેતીના ઉત્પાદનની વસ્તુઓના ભાવ ૧૯૨૯ ના ધોરણ ઉપર મૂકાય.

૨૦. જંગલમાં ઉત્પન્ન થતી ઘાસ અને બળતણ જે વસ્તુઓ મેળવવા કિસાનના રૂઢીજન્ય હકકોનું રક્ષણ થાય. ચરાવવા માટે લેવામાં આવતો વેરો રદ થાય અને ચરાણ જ. અને બળતણ અંગેના નિયમો ઘડવાનો અધિકાર ગ્રામ્ય પંચાતોને સોંપવામાં આવે. તળાવો, નદીઓ વગેરેનો ઉપયોગ કરવાની સંપૂર્ણ છૂટ કિસાનોને મળે. જંગલી જનાવરોના ત્રાસમાંથી બચવા માટે કિસાનોને હથિયાર ધરાવવાનો પરવાનો મળે. આવા જનાવરોનાં નાશ બદલ એમને સજા ન થાય અને જ્યાં જમીનદારો આવા કારણે સજા કરે ત્યાં એવો વર્તાવ સજાને પાત્ર ઠરે.

૨૧. પંચની માલિકીની એવી બધી જ જમીન, પછી એવી માલિકીનો આરંભ ગમે તે સંજોગોમાં થયો હોય, તો પણ તેનો વહિવટ ગ્રામ્ય પંચાયતોને સોંપવામાં આવે.

૨૨. સંગઠિત રીતે કિસાનો પોતાના મૂળભૂત હકકોનું રક્ષણ કરી શકે એ હેતુથી કિસાન—સંઘોનું રક્ષણ કરતો એક કાયદો ઘડવામાં આવે.

૨૩. પગારમાં ઓછામાં ઓછું ધોરણ કે જેનાથી પગાર નીચે ન જઈ શકે તે મુકરર થાય; અને અકસ્માતની મદદનો કાયદો બધા જ કૃષિ–કામદારોને લાગુ પાડવામાં આવે.

૨૪. મધ્યસ્થ અને પ્રાંતિક કરવેરાના ૭૫ ટકા જેટલો બોજો, સંયુકત રીતે ધનિક વર્ગો ઉપર નાખવામાં આવે અને આવકનો પંચોતેર ટકા જેટલો ભાગ કામદારો અને કિસાનો માટે વપરાય.

૨૫. શેરડીની કિંમતની નીચામાં નીચી મર્યાદા આંકવી અને એને અંગેના કાયદા ( Suger protection Act ) નો કિસાનો સંપૂર્ણ લાભ લઇ શકે એવી યોજના કરવી. એવી જ રીતે શણ અને નાળિયેરીની ખેતી કરતા કિસાનોનું રક્ષણ કરવું.

૨૬. સહકારી અને રાજ્યના કાબુ નીચે વેચાણ થાય એવી યોજના કરીને વેપારીઓ મારફતે થતા કિસાનોના શોષણને અટકાવવું. 'ધર્માદાને' નામે જે રકમ વેપારીઓ કાપે છે તે બધાં ફંડો કિસાન સંસ્થાઓને સોંપી દેવાં

૨૭. કિસાનોને દુષ્કાળમાંથી બચાવવાના આશયથી નહેરોની યોજના વિસ્તારવી. આવી મુશ્કેલીઓમાંથી કિસાનો બચે એવો પ્રતિબંધ કરવો. જમીનદારી વિસ્તારમાં તળાવો સુધારવા માટે ફંડો સ્થાપવાં. નહેર અને પાણી પુરૂં પાડવાની યોજનાને સુધારવા માટે પૂરતી આર્થિક સહાય આપવી.

૨૮. વાડીઓનો અને એવી બીજી ખેતીનો વિકાસ સાધવો. ખેતીની તદ્દન નવી વૈજ્ઞાનિક પદ્ધતિના પ્રચાર માટે સસ્તા અને તપાસાએલાં બી અને ખાતર પૂરાં પાડવાં. દેશના ઔદ્યોગિક અને કૃષિ–વિષયક કાર્યક્રમ કિસાન સભાઓની સલાહ અને સહકારથી કરવા.

૨૯ ઢોર બાગ અને તંદુરસ્તીના વિમાનો પ્રબંધ કરવો.

૩૦. પ્રત્યેક ગામડાનાં નાગરિક કાર્યોના વહિવટ માટે ગ્રામ પંચાયતોની સ્થાપના થાય અને એમને નહેરના પાણીની વ્યવસ્થા સોંપવામાં આવે.

૩૧. કિસાનો અને કામદારો પાસેથી લાંચ લેનાર અમલદારો (ખાસ કરીને બાંધકામ, મહેસૂલી, રેલ્વે, આબકારી અને પોલીસ-ખાતું) સામે પગલાં ભરવાની સત્તા કિસાન સભાઓને આપવામાં આવે, અને આવા અમલદારોને લાંચ આપવાની જેને ફરજ પડે છે એવા કામદારો અને કિસાનોને લાંચ આપવા બદલ દોષિત ગણવામાં ન આવે.

૩૨. કિસાનો માટે એક નાદારીનો કાયદો કરવો.

૩૩. પુખ્ત વયના મતાધિકારની અને વ્યવસાયાત્મ. પ્રતિનિધિત્વ (Functional Representation) ની દાખલ થાય.

૩૪. કિસાન–વિરોધી, કામદાર–વિરોધી અને રાષ્ટ્ર. એવા બધા કાયદા, ફરમાનો અને નિયમનો–બ્રિટિશ હિંદમાં હિંદી રાજસ્થાનોમાં રદ થાય; અને કિસાન કામદાર કે રાજકીય ચળવળને અંગે સજા પામેલા કે નજરકેદ ભોગવતા કેદીઓને મુક્તિ આપવામાં આવે.

૩૫. આર્થિક કે રાજકીય સ્વાતંત્ર્યની લડતમાં ભાગ લેવાના કારણે અથવા તો આર્થિક મંદીના સમયમાં મહેસૂલ કે ભાડું ન ભરી શકવાના કારણે જે કિસાનોની જમીનો જપ્ત થઇ હોય તેમને તેમની જમીન પાછી આપવામાં આવે.

૩૬. મફત અને ફરજીઆત કેળવણીની પ્રથા તાત્કાલિક દાખલ કરવામાં આવે, અને મફત વૈદકીય અને તંદુરસ્તી વિષયક સહાય આપવાનો પ્રબંધ કરવામાં આવે. પીવાના પાણીની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે. રાષ્ટ્રીય ધોરણે મકાનો પૂરાં પાડવાની યોજના થાય.

૩૭. બધાં જ કિસાનોને હથિયારો ધારણ કરવાનો અધિકાર મળે.

**શાહુકારોના ખેડુતો ઉપરના દેવાં નાબુદ કરો. દેવાં પેટે શાહુકારોના હાથમાં જતી રહેલી જમીનો ખેડુતોને પાછી આપો.**

**ગણોતનું નિયમન કરી જાથુક ખેડ હક આપો.**

---

## ગુજરાત કિસાન સભાની કચેરીઓનાં સરનામાં

૧. ડી. એમ. પાંગારકર

ગુજરાત પ્રાંતિક કિસાનસભા અને સુરત જિલ્લા કિસાનસભા

લીમડાચોક : સુરત

૨. ખેડા જિલ્લા કિસાનસભા

કિસાનભવન ( જૂની દિવાસળીની મિલ )

ઉમરેઠ

૩. રામચંદ્ર કૌશિક

પશ્ચિમ પંચમહાલ કિસાનસભા

નીચવાસ બજાર : ગોધરા

૪. કમળાશંકર લ. પંડયા

દાહોદ ઝાલોદ ખેડૂત સંઘ

દાહોદ

૫. ઇંદુલાલ યાજ્ઞિક

પ્રમુખ, ગુજરાત પ્રાંતિક કિસાનસભા

ચંદ્રભાઈ ભટ્ટ

મંત્રી, અમદાવાદ જિલ્લા કિસાનસભા

પ્રાર્થના સમાજ : આસ્ટોડિયા રોડ–અમદાવાદ

જે લોકો ખેડુતોને ભુખે મરી શાહુકારો અને જમીનદારોને આપવાનું કહે છે તેઓ ખેડુતોના અને સમસ્ત માનવ જાતના દુશ્મનો છે

શ્રી. ઇન્દુલાલ યા..

પ્રમુખ

**ગુજરાત પ્રાંતિક કિસાન સભા**

પ્રકાશક:- ચંદ્રભાઈ કા. ભટ્ટ, મંત્રી જિલ્લા કિસાન સભા.

મુદ્રક: હરિલાલ મગનલાલ ભટ્ટ.

ભારતી મુદ્રણાલય, ખાડિયા, ગોલવાડ, અમદાવાદ.